# શ્રી મારૂતી ભજનાવલી.

રચનાર,

**ધીરજલાલ વિઠ્ઠલદાસ શેઠ.**

રીટા. સ્કુલ ઇન્સપેકટર,

( સાદરા, મહીકાંઠા એજન્સિ. )

પ્રકાશકો,

**ભાઈચંદ મૂળ[illegible] શાહ-સાદરા, ડભોડા.**

અને

**મગનલાલ બહેચરદાસ શાહ-સાદરા.**

( સર્વ હક્ક સ્વાધીન. )

સંવત ૧૯૭૮ સને ૧૯૨૧.

આવૃત્તિ ૧ લી પ્રત, ૧૦૦૦

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય બે આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
7-18

# સૂચના.

—(૦)—

આ પુસ્તકની આ આવૃત્તિના ઉત્પન્નમાંથી બચત થતી રકમ ખાસ **મારૂતીના** અર્થે જ ખર્ચાય તેવી વ્યવસ્થા કરવા ધારી છે. તેથી સુજ્ઞ સજ્જનો જરૂર આ ભજનાવળીની જથાબંધ નકલો ખરીદી આશ્રય આપવા ચૂકશે નહીં.

આ ગીતો ગરબામાં ગવાય તેવાં છે, તેથી ભાવિક ભક્તો નવરાત્રિ જેવા પ્રસંગે પણ ગાવાનો ઉપયોગ કરી શકશે. વળી થોડી જગા ફાજલ રહેતી હોવાથી **પાંડવ જુગટું** અને **એકાદશી વરત** સંબંધીનાં બે વધુ ગીતો દાખલ કર્યાં છે, તેમાં પણ સુધારાની અવકાશ છે, છતાં હાલમાં જેવાં મળી શક્યાં તેવી જ સ્થિતિમાં દાખલ કર્યાં છે.

લિ. સેવક,

**ભાઈચંદ પૂજાદાસ શાહ.**




શ્રી રામચંદ્રજીના પરમભક્ત શ્રી હનુમાનજીની
પરમકૃપાથી સ્વાભાવિક ઉદ્‌ભવેલાં આ ચા-
લીસ પદોની પદ્યાવલી તેમનાજ
ચરણકમળમાં સમર્પી કૃતાર્થ
થાઉં છું.

સાદરા,
મહીકાંઠા એજન્સિ.



લિ૦ આપનો
શરણાંગત દીન સેવક,
ધીરજ.



# આમુખ.

---

શ્રી **રામ**નામની ધૂન મચાવનાર હિંદુધર્મના પ્રમાણભૂત ગણાતા શ્રી રામાયણ કાવ્યમાં મશહુર શ્રી **રામ**ચંદ્રજીના પરમભક્ત શ્રી હનુમાનજીના વૃત્તાંતથી સૌ પરિચિત છે. તેમની તેલસિંદુર અંકિત ભવ્યમૂર્તિ દરેક હિંદુમંદિરોમાં સ્થાપિત દષ્ટિગોચર થાય છે, હનુમાનની ઉપાસના ભાવિક હિંદુઓ કરે છે. તેમને **રામ**નામના જાપની લેખપત્રિકાઓ અને આકડાના પુષ્પોની માળા અર્પી તે વડે સંતુષ્ટ કરવામાં આવે છે. અને તેથી ભય, ઉચાટ, ભૂત–પ્રેતાદિ વગેરેના સમ્બન્ધમાં **રામ**નામતારક મંત્રરૂપ હનુમાનજી તેમના ભાવિક ભક્તોને સાહાય્ય થાય છે, આવા મહાવીર વજ્રઅંગી હનુમાનજીની પરમકૃપાથી જ તેમનાં સ્વાભાવિક રીતે મારા હૃદયમાંથી ઉદ્ભવેલાં આ ચાલીસ પદોની આ પદ્યાવલી જનસમુદાયમાં આત્મકલ્યાણને મદદ રૂપ થઈ પડે એ હેતુથી તે પ્રગટ કરવાની ઉત્કટ પ્રેરણા થવાથી પ્રગટ કરું છું. હું કાવ્યના નિયમો જાણતો નથી; એટલે તેમાં કાવ્યરચનાના ગુણદોષ હોય એ સ્વાભાવિક છે, તો તે માટે દરગુજર થતાં હંસરૂપે માત્ર સારરૂપ દૂધનું જ ગ્રહણ સભ્ય સજજનો ગૃહણ કરી લેશે, તો કૃતઘ્ન થઈશ. એવી આશા રાખું છું.

**સાદરા–મહીકાંઠા.**
નૂતન વર્ષ, ૧૯૭૮.



દાસાનુદાસ,
**ધીરજલાલ વિઠ્ઠલદાસ શેઠ**

॥ श्री हरि ॐ ॥

## तत्सत् महाभट चक्रवर्ती श्री रामदूताय नमः

## સ્તુતિ.

વિઘનહરન, મંગલકરન, તુલસી સીતારામ;
અષ્ટસિદ્ધિ નવનીધ્ધિ કે, દાતા; બળદાયક હનુમાન. ૧

જીવ જીવકે આશરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવર આશરે, ક્યું બીગરે કે કાજ. ૨

ભક્ત કલ્પતરુ પ્રણત હિત, કૃપાસિંધુ સુખધામ;
સોઈ નિજ ભક્તિ સોહિં પ્રભુ, દેહુ દયા કરિ રામ. ૩

## ૧ ગઝલ-કવાલી.

મારૂતી અરજ ઉર ધારો, સેવકને બૂડતો તારો;
સૂઝતો એકે નથી આરો, સેવકને બૂડતો તારો. ૧
પૂર ચઢયું અતિ ભારી, મૂઝાઈ અતિ મતિ મ્હારી;
હવે એક આશ છે તારી, સેવકને જલદી ઉગારો. ૨
માયાની ઝાળ છે ભારી, બચ્ચાની ના દીસે બારી;
હવે કરુણા કરો ભારી, સેવકને આશરો ત્હારો. ૩
ઉંચે આકાશ નીચે પાણી, ઝહાજ તે જાય છે તાણી;
મૂંઝાઈ જાય છે વાણી, ભરોંસો એક છે ત્હારો. ૪
તોફાન આ થયું ભારી, મતિ મ્હારી હવે હારી;
દીન હું રહ્યો પોકારી, ધીરજને આવી ઉગારો. ૫

**૨–વારી જાઉં રે શામળીયા તું પેં વારણા રે.** (એ રાહ)

વારી જાઉં રે રોકડીઆ તું પેં વારણા રે;
સુમતિ અને સદ્બુદ્ધિ આપો, પાપતાપ સંતાપ જ કાપો;
સાચી ભક્તિ આપો, સંકટ ટાળનાર રે—વારી જાઉં. ૧
આ ભવસાગર દુસ્તર ભારી, ત્રિવિધ તાપ લાગે છે કારી;
મંગળ મૂર્તિ ધારી, તુંજપેં ધારણા રે—વારી જાઉં. ૨
મંગળ મનોહર મુરતી તારી, સંકટ સર્વે દીયો વિદારી;
સંતનપેં હિતકારી, અધમઓધારણા રે—વારી જાઉં. ૩
ધીરજ અજર અમર છો સ્વામી, સર્વવ્યાપક અંતરજામી;
છો દાતા બહુ નામી, ટેક નીભાવના રે પ્યારે પ્રેમ નીભા-
વના રે–વારી જાઉંરે. ૪

**૩—પડવેની પડપ્રીત ગટમટ ભૂલીરે**–એ રાગ.

શ્રીપતિ કમલાકાન્ત અરજ ઉર ધરજો રે;
વિનવે કરગરી દીન દાસ, ત્રિવિધિ તાપ હરજો રે. ૧
જગન્નાથ જગદીશ, પીડા સહુ ટાળો રે;
યમ નિયમ ન જાણું કાંઈ, દુઃખડાં સૌ બાળો રે. ૨
સિંહવાહની અંબે માત, સદાય સહાય કરજો રે;
હસ્ત વરદાયક વિખ્યાત, સેવક શીષ ધરજો રે. ૩
જીગરથી સ્મરું મમ માત, પૂર્ણ સુખ આપો રે;
આ ભવસાગરના માત, દોહ્યલા પંથ કાપો રે. ૪
કાર્ય સફળ કરો ગુરુદેવ, એ વર માગું રે;
મહાવીર રોકડીઆનાથ, લળી પાય લાગું રે. ૫

નારાયણ નરહરિ રૂપ, કરુણા પ્રભુ કરજો રે;
કમળાપતિ કેશવરાય, હૃદય દુઃખ હરજો રે. ૬
ભીડભંજન રોકડીઆનાથ, અરજી ઉર ધારો રે;
દાસ ધીરજ લાગે પાય, સેવકને ઉગારો રે. ૭
મંગળમય જ્યોતિરૂપ, કાર્ય રૂડાં કરજો રે;
દાસ ધીરજના સ્વામી આપ, વિઘ્ન દૂર કરજો રે. ૮

૪

ફોગટ ફાંફાં મારે, મુરખ મન ફોગટ ફાંફાં મારે;
હરિ વિના કોણ ઉગારે, મુરખ મન ફોગટ ફાંફાં મારે—ટેક.
માતૃઉદરમાં નવ માસ રાખ્યો, ત્યાં કોણ ચિન્તા ધારે;
એ જગપાલક સર્વવ્યાપક, દયા દીલમાં ધારે-મુરખ મન. ૧
કીડીકુ કણ, હાથીકુ મણ, દેત જગત્પાલક એ;
કાયકુ મનવા શોચ કરત હે, દયાનીધિ દયાળુ એ-મુરખ મન. ૨
મોંઘો દેહ મનુષ્ય કેરો, ફરી ફરી નવ આવે;
ધીરજ કહે ચેતી લે મનવા, ઈશ્વર ભજ તું ભાવે-મુરખ મન. ૩

૫—દીન્ડી.

મંગળમય પ્રભુ, તુંજ દાસ કહાવું;
તુંજ વિના પ્રભુ, શીદ દુજે ધાવું;
તુંજ નામ સ્મરી, આનંદ પુષ્પે વધાવું-મંગળ. ૧
મુજ રંક ઉપર, અમીદૃષ્ટિ ધારો;
કરુણાળુ કરુણા કરી ઉગારો;
તુંજ ગુણ પ્રેમે, નિશદીન ગાવું-મંગળ. ૨

ભવસાગર કેરી, મોહજાળ ભારી;
રંકદાસ જાણી, લ્યોને પ્રભુ ઉગારી;
નહોતું ભાન મુજને, કે થશે આહવું-મંગળ. ૩
જયાંહ ત્યાંહ પ્રભુ, જ્યોતિરૂપ નિહાળું;
સૃષ્ટિમય રૂપ, સર્વ ઠામ ભાળું;
અવલોકી કૃતિ, હૃદય ધ્યાન લગાવું-મંગળ. ૪
પરમાનંદ રૂપ, આનંદ મંગળકારી;
દાસ ધીરજે જોયું, હૃદય ધારણા ધારી;
હરખું હૃદયમાં, રાખી ચિત્ત *ઠાવું-મંગળ. ૫

## —કવાલી.

જપું તારા નામની માલા, (કે) દર્શન દે દે છોગાળા;
કરું હરદમ કાલાવાલા, (કે) દર્શન દે દે છોગાળા. ૧
મુકુટ શોભે અતિ ભારી, બની મનહર છબી તારી;
કુંડળની છે ભભક ન્યારી, કે દર્શન દે દે છોગાળા. ૨
સુંદર કરમાં ગદાધારી, મંગળ મૂર્તિ દીસે પ્યારી;
કંઠે ઓપતી માળ સારી, કે દર્શન દે દે છોગાળા. ૩
દીસો છો બાળા બ્રહ્મચારી, મારૂતી નામ જયકારી;
ધીરજ જાયે વારી વારી, કે દર્શન દે દે છોગાળા. ૪

## ૭—કવાલી.

મ્હને એક આશ છે તારી, ભરોંસો છે મુને ભારી;
સુણજો આ વિનતી મારી, ભરોંસો છે મુને ભારી. ૧

*ઠાવું=ઠાવકું.

સંસારસાગર તરવાને, અંતરની પીડ હરવાને;
સાદ્ય આ કાર્ય કરવાને, ભરોંસો છે મુને ભારી. ૨
ભવસાગર છે આ ખારો, મ્હને એક આશરો તહારો;
મારૂતી મારો કે ઉગારો, ભરોંસો છે મુને ભારી. ૩
લગની મ્હને લાગી છે ત્હારી, જાણો છો બાળા બ્રહ્મચારી;
ધીરજ જાયે બલીહારી, ભરોંસો છે મુને ભારી. ૪

## ૮—કવાલી.

મંગળમય રૂપ છે તારૂં, ત્રિવિધ તાપ હરનારૂં;
કલ્યાણુ સઘળું કરનારૂં, મંગળમય રૂપ છે તારૂં. ૧
દર્શનથી પાપ તો જાયે, સ્હેજ ભવસાગર તર જાયે;
નિર્ભય પદ નિશ્ચે તે પામે, મંગળમય રૂપ છે તારૂં. ૨
હૃદયમાં રૂપ જો આપે, સ્વરૂપાનંદને પાવે;
જ્યોતિરૂપમાં તે મીલ જાવે, મંગળમય રૂપ છે તારૂં. ૩
દયાના સાગર હે સ્વામી, વ્હાલા દીનબંધુ અંતરયામી;
ધીરજ વિનવે છે શીષ નામી, મંગળમય રૂપ છે તારૂં. ૪

## ૯

હમારી આજ એ અરજી, પ્યારા તુંજકો સુનાતા હું;
કર્મ કે હાલકી કરણી, પ્યારા તુંજકો સુનાતા હું. ૧
જન્મ લેકે આ દુન્યામાં, સ્વાર્થમય કર્મ તો કીયે;
કૉલ તો ભૂલ ગયા ભારી, પ્યારા તુજકો સુનાતા હું. ૨
આયા હું પરકે કાજે, કર કે અરજુ ભારી;
ભુલા હું સ્વાર્થકી રતમાં, પ્યારા તુજકો સુનાતા હું. ૩

માતૃ ઉદરકે માંહી, કરતાથા તોબા તો ભારી;
છોડાયા ભક્તિકે કાજે, પ્યારા તુંજકો સુનાતા હું. ૪
ન સાધા "**સ્વ**"ન હુવા "**પર**" **ધીર**જકુ શોચ એ ભારી;
હવે બળ આપો હે **મારૂતી**, પ્યારા તુંજકો સુનાતા હું. ૫

**૧૦ મારૂ.**

વાયુપુત્ર વ્હારે વ્હેલા આવો, મારા ત્રિવિધિ તાપ સમાવો;
માત **અંજની**ઘર જો અવતરીયા, વરદાન પામી થયા બળીયા. ૧
સહાય **સુગ્રીવ**ને તમે કીધી, મૈત્રી **રામ** સાથે કરાવી દીધી;
**વાલી**વધ કરાવીને સાર, નિર્ભય કર્યો **સુગ્રીવ**ને તે વાર. ૨
પછી **સીતા** તણી શોધ લાવ્યા, રૂડા **રામ** તણે મન ભાવ્યા;
લઈ **રામચંદ્ર**ને સાથ, કરવા ચાલ્યા **રાવણ**નો નાશ. ૩
બ્રહ્મ-શક્તિ **રાવણે** મારી, મૂર્છિત કર્યા બ્રહ્મચારી;
લાવ્યા **દ્રોણ** ગિરિ તે ઠાર, તમારા બળ તણો નહીં પાર. ૪
દુષ્ટ **અહી મહી** બન્ને વીર, હરણ કરી ગયા શ્રી રણધીર;
જઈ સત્વર તેમને મારી, તમેં લઈ આવ્યા અવધવિહારી. ૫
પછી **રાવણ**રિપુ સંહારી, મળ્યા **સીતા**ને **સર્યુ**વિહારી;
રાજ **વિભીષણ**ને આપ્યું, દેવતાઓનું સંકટ કાપ્યું. ૬
આવ્યા **રામ અયોધ્યા** જ્યારે, તમને શ્રીમુખે વખાણ્યા ત્યારે;
સંકટહરણ કહેવાયા સ્વામી, સ્વરૂપમાં દીસે નહીં ખામી. ૭
મહાવીર અતુલિત બળીયા, માયાપાસમાં તમે નવ ભળીયા;
વજ્રદેહી દીસો મહાકાય, વેગે આવી કરોને સહાય. ૮
સેવક સંકટસમુદ્રમાં પડીયો, તેને આધાર એકે નવ જડીયો;

નથી અજાણ્યું તમારૂં કાંઈ, કેમ પાર પામે સમજું નાહીં. ૯
ગમે તેવો પણ દાસ તમારો, તમે ધર્મ હૃદય બીચ ધારો;
અપરાધ સામું નવ જોશો, તો તો બીરદ તમારૂં ખોશો. ૧૦
હાથે ઝાલો હે કેશરીનંદન, માની લઈ ધીરજનું વંદન;
બળવંતા છો સુખકારી, વિનતી અંતર લેજો સ્વીકારી. ૧૧

## ૧૧ કવાલી.

વૃત્તિ તદાકાર થઈ મ્હારી, આનંદ આજે દીસે ભારી;
અહાહા! નાથ તારી ગતિ ન્યારી, આનંદ આજે દીસે ભારી. ૧
માયા મોહજાળ ભેદીને, અંતરના પડદા ખેદીને;
કાળની ઝાળ છેદીને, આનંદ આજે દીસે ભારી. ૨
સુગંધિત શીતળ વાયુ વાયે, મધુરા મોરલી નાદ થાયે;
લહેરનાં પુર ઉભરાયે, આનંદ આજે દીસે ભારી. ૩
ઝળળ નૂર ઝળકાયે—મનડું દેખી હરખાયે;
અહાહા! બ્રહ્મનાદ થાયે—આનંદ આજે દીસે ભારી. ૪
મંગળમય મૂર્તિ દેખી ત્હારી, ચીતડું થયું તદાકારી;
ધીરજ જાયે વારી વારી, આનંદ આજે દીસે ભારી. ૫

## ૧૨

એક આશરો છે ત્હારો, નાથ એક આશરો છે ત્હારો;
દીનદાસને ઉગારો, નાથ એક આશરો છે તારો. ટેક.
કામ ક્રોધ લોભ મોહે ભર્યો છું, ઉગરવા નથી આરો. એક. ૧
કંચન કામીનીમાં હું ફસાયો, દયાસિંધુ હવે તારો. એક. ૨
માયાજાળમાં છું લપટાણો, દયા દિલ કાંઈ ધારો. એક. ૩

દાસ **ધીરજ** વિનવે કર જોડી, હવે મારો કે ઉગારો. એક. ૪

૧૩

ત્હારા નામનો આધાર, પ્રભુ તારા નામનો આધાર;
છો નોંધારાના આધાર, પ્રભુ તારા નામનો આધાર. ટેક.
મંગળમય પ્રભુ નામ છે તારૂં, સ્મરૂં હું વારંવાર;
નામરૂપી જહાજમાં, પ્રભુ ઉતારો ભવપાર. પ્રભુ. ૧
અનેક પાપી તરી ગયા છે, નામ તણે આધાર;
પ્રભુ તુજ નામનો મહિમા મોટો, કોઈ ન પામે પાર. પ્રભુ. ૨
નારદ શારદ શેષ સનકાદિક, ગાવે ગુણ અપાર;
વ્યાધ મટીને થયા **વાલ્મીકિ**, ગાઈ **રામાયણ** સાર. પ્રભુ. ૩
કળિયુગમાં છે મહિમા મોટો અધમ ઓધાર્યા સાર;
દાસ **ધીરજ** વિનવે કર જોડી, આપો એક નામ ઓધાર. પ્રભુ. ૪

૧૪

ત્હારો ભરોંસો મુને ભારી, **અંજનીસુત** તારો ભરોંસો મુને ભારી;
લ્યોને સંકટથી ઉગારી, **અંજનીસુત** તારો ભરોંસો મુને ભારી;
દુન્યા સારી મતલબની ગરજી, પરપીડા નવ જાણે;
આપ સ્વારથ રતમાં રમતાં, મિથ્યા મોજો માણે—**અંજની**૦ ૧
અમર વસ્તુ જાણે શોધી લાવ્યો, મિથ્યા હુંપદમાં મ્હાલે;
મુરખ મનમાં નથી ચેતતો, કાળ તો *ટોટો ઝાલે—**અંજની**૦ ૨
સંસાર સારો હુંપદથી ભરીયો, માયાજાળ છે ભારી.
એક ભરોંસો તારા નામનો, હવે લ્યો **ધીરજ**ને તારી—**અંજની**૦ ૩

---

* ટોટો—હૈડીઓ.

## ૧૫

ઉતારો ભવપાર મંગળમય, ઉતારો ભવપાર;
એક ત્હારો આધાર, મંગળમય ઉતારો ભવપાર. ટેક.
માયા વારિધિમાં જાઉં તણાયો, રહ્યો નથી આધાર;
ક્યમે કાંઠો હાથ ન આવે, મૂંઝાઉં અપરંપાર. મંગળમય. ૧
તૃષ્ણારૂપી મગર-મચ્છો, પીડે અતિ અપાર;
દોડી ખાવા ધાયે મહાપ્રભુ, અતિ અકળાયો સાર. મંગળમય. ૨
કામ ક્રોધ અહંકાર પીડે છે, વીંટાઈ ગયો છું સાર;
બચવા આરો હાથ ન લાગે, કરું હું દીન પોકાર. મંગળમય. ૩
શરણાંગત વત્સલ છો સ્વામી, કરો દીનની વ્હાર;
ધીરજ વિનવે કર જોડી, હવે જલ્દી ઉગાર. મંગળમય. ૪

## ૧૬-પડવેની પડપ્રીત ગટમટ ભૂલીરે.

વ્હારે ચડજો રોકડીઆનાથ, લાજ જાય મ્હારી રે;
સંકટ પડયું છે ઘણું દીનાનાથ, લ્યોને ઉગારી રે. ૧
સુગ્રીવને અપાવી રાજ, સીતા શોધ લાવ્યા રે;
ઉતાર્યું લંકાપતિનું માન, સ્વામી મન ભાવ્યા રે. ૨
સૌમિત્રીને વાગી સાંગ, હૃદયમાં કારી રે;
લાવ્યા દ્રોણ ગિરિ મહારાજ, લીધા ઉગારી રે. ૩
અહી મહી હરી ગયા બે વીર, દેઈ કર તાળી રે;
પાતાળે સંચર્યા મહાવીર, થયા માત કાલી રે. ૪
મારી અસુરોનો સાથ, રમાપતિ લાવ્યા રે;
જય જય જય જય મહાવીર, હૃદયમાં ભાવ્યા રે. ૫

આજ પડી દીનદાસને ભીડ, વેગે વ્હારે આવો રે;
સંકટહરણ ભીડભંજનનાથ, દયા ઉરે લાવો રે. ૬
પત જાયે છે રોકડીઆનાથ, વેગે ઉગારો રે;
ગમે તેવો હું ત્હારો દાસ, ધીરજને તારો રે. ૭

## ૧૭ દરશન દો દાડી દાડી, રે મારા પ્રિતમ પ્યારા દરશન દો દાડી દાડી–એ રાહ.

જાય છે જુવાની પ્યારે, જાય છે જુવાની;
આ દુનિયા છે ફાની પ્યારે જાય છે જુવાની. ટેક.
રામ નામ તું ભજી લે મનવા, શીદને થાય અભિમાની. ૧
કાળઝાળ તો ઝડપી લેશે, આખર થશે ધૂળધાણી. ૨
દોલત દુન્યા સારા માલ ખજાના, એ છે ચોર્યાસીની ખામી. ૩
ફરી ફરી માનસ દેહ ન આવે, મન સાચી શીખ લે માની. ૪
જાયા તે તો જરૂર જવાના, જુઓ ×બબુલા પાણી. ૫
આ મોંઘો દેહ મનુષ્ય કેરો, શીદ ધૂળ કરે જિંદગાની. ૬
"સ્વ"નો "પર"માં યોગ કરી લે, ભજી લે તું સારંગપાણી. ૭
ધીરજ કહે શ્રી સદ્‌ગુરુ પ્રતાપે, એ અમર વસ્તુ લે જાણી. ૮

## ૧૮

ધ્યાન ઈશ્વરનું તું ધાર, મુરખ મન ધ્યાન ઈશ્વરનું તું ધાર;
થાશે ત્હારી કાયાનો ઓદ્ધાર,મુરખ મન ધ્યાન ઈશ્વરનું તું ધાર.ટેક.
કાયા તારી કાચનો કુંપો, વણસતાં લાગે નહીં વાર;
પલક એકમાં જાતી રહેશે, પડશે જમડા કેરો માર. મુરખ. ૧

---

× બબુલો=પરપોટો.

ધારી ધારી લે તું વિચારી, આ સ્વપ્ના જેવો સંસાર;
જાગી જોતાં વિમાસણુ થાશે, પસ્તાવો થાશે અપાર. મુરખ. ૨
આ જુઠી કાયા જુઠી માયા, જુઠાં કુટુંબ પરિવાર;
તજી તુંજને થાશે વેગળો, સાચે તું બનશે ગમાર. મુરખ. ૩
કર તું ભરોંસો શ્રી સતગુરુનો, જે અધમ ઓધારણુ સાર;
ધીરજ ધારણા ધારે હૃદયમાં, નાથ ઉતારો ભવપાર. મુરખ. ૪

## ૧૯ સાખી.

સંકટહરન ભવભયહરન, કરન મંગલ શુભ કાજ;
તારનતરન તુમ દુઃખહરન, સુખકરન મહારાજ. ૧
આનંદકંદ પવનતનય, ભુજદંડગ્રહન બળરાજ;
બજરંગ બાંહ્ય ગ્રહો સદા, બાંહ્ય ગ્રહ્યાકી લાજ. ૨
સીય શોકહરન, સુખકરન, ભીડભંજન ભડવીર;
ગર્વગંજન તુમ અરિદલન, જય જય જય મહાવીર. ૩
ભક્ત ઉગારત કરત કાજ હે, સુખસંપતકો સાજ;
સેવક કો સુખ કર સદા, એસે હો ગરીબ નિવાજ. ૪

## ૨૦ એ પીંજરા નહીં તેરા, ઓ હંસા, એ પીંજરા નહીં તેરા—એ રાહ.

પીયુ પ્યારા, લાગી લગ્ની મને ત્હારી.
તું તો દીસે આનંદ મંગળકારી—પીયુ પ્યારા—
સુંદીર મુકુટ મનોહર સોહે, કુંડળકી છબી હે ન્યારી. પીયુ. ૧
અર્ક પુષ્પ માલ અખંડ વિરાજે, નાથ મુજને ઉધારી. પીયુ. ૨
કનક કછોટો છે વજા લંગોટો, સદા છો બાળ બ્રહ્મચારી. પીયુ. ૩

કાળદંડસમ પુચ્છગુચ્છ રાજે, ઘોર ગદા કરમાં ધારી. પીયુ. ૪
રુદ્ર તેજ શુભ રક્ત વદનપે, પીત નેત્ર હર્ષિત ભારી. પીયુ. ૫
મહાવીર રણધીર છો સ્વામી, પ્રેમે જાઉં હું વારી વારી. પીયુ. ૬
સુરનર મુનિવર તુંજ ગુણ ગાયે, **ધીર**જ જાય બલીહારી. પીયુ. ૭

## ૨૧

જય વાયુપુત્ર મહાવીર સદા હું, નમું નમું તુજને;
દ્રોણ ગિરિ એક હસ્તમાં લાવ્યા, ધન્ય મહાભુજને. જય.
કપી કેશરી બાળક કહાવો, અતુલીત બળધારી;
થયો નહીં થાશે નહીં કદીએ, સેવક તુંમ ટાળી. જય.
યૌવનપણામાં અતિ ઉચ્છૃંખળ, કૃતિ તુમ ભારી;
રૂદ્રઅંશ વરદાયક પુરા, મનહર છબી તારી. જય.
ચિરંજીવી રણશૂર પરાક્રમી, સદા બ્રહ્મચારી.
સૌમૈત્રેયની છેલ્લી વેળા, થયા સહાયકારી. જય.
તમ કૃપા જન પર જો થાયે, અવિચળ સુખ પામે;
અઘઓઘ તણા અંધાર હોય પણ, પળમાં દુઃખ વામે. જય.
દાસ **ધીર**જના ધ્યાનમાં વસીયા, રસીયા હે સ્વામી;
માયાજાળમાંથી રે બચાવો, વિનવું શિષનામી. જય.
પાહિ પાહિ શરણાંગત વત્સલ, નિર્ભય કરો મુજને;
આવી અર્જ હું હજુર કરું છું, પાય લાગી તુજને. જય.

## ૨૨

બળવંતા થાજો બેલી રે, શુધ હમારી લેજ્યો;
હૃદય જ્ઞાનભક્તિ રસ દેજ્યો રે, શુધ હમારો લેજ્યો;

તમે દીન તણા છો દાતા, છો રામ સખા જગત્રાતા;
દુઃખડાં સૌ દેજો ઠેલી રે, શુધ હમારી લેજ્યો. ૧
છો રામ નામના રાગી, બ્રહ્મચારીને વળી ત્યાગી;
મારા ભવની ભીડો ભાગી રે, શુધ હમારી લેજ્યો. ૨
તમે અનેક ભક્ત ઉગાર્યા, તુલસી સુગ્રીવને તાર્યા;
નિર્દય અસુરોને માર્યા રે, શુધ હમારી લેજ્યો. ૩
માગું હું એ વર સ્વામી, ગુણવંતા છો ગુણગામી;
સેવકના અંતરજામી રે, શુધ હમારી લેજ્યો. ૪
ભક્તને ભયથી ઉગારો, મારાં કાર્ય સઘળાં સુધારો;
ધીરજને સ્વામી તારો રે, શુધ હમારી લેજ્યો. ૫

## ૨૩

લે' લાગી રે લે' લાગી, વાયુપુત્ર ભજવાની મને લે લાગી;
તેને ભજેથી ભવની ભીડ ભાગી, વાયુપુત્ર ભજવાની મને
લેહ લાગી—વાયુ૦
કામને કાજ મુને કશુ ગમે નહીં, ભજનની ધૂનમાં છું રાજી. ૧
ભૂતને પ્રેત સૌ ભડકીને ભાગે, બળવંતા કેરી જ્યાં હાક વાગે. ૨
સગાંસહોદર સુખનાં છે સાથી, દુઃખની પીડાના તમે ભાગી. ૩
વસમી વેળાએ વારે ચડો સ્વામી, ભક્તોની ફીકર તમને લાગી. ૪
સુગ્રીવ વિભીષણ લક્ષ્મણ ઉગાર્યા, ધીરજના બળવંતા સ્વામી. ૫

## ૨૪

જય જય હનુમાન બીરબંકા, ગઢ લંકાપર કીયો હંકા,
ઋષ્યમૂક પર્વતપર બેઠે, લક્ષ્મણ રઘુરાઈ;

અષ્ટાદશ યુધપતિ મીલ બેઠે, સાથ સુગ્રીવ રાઈ. જય. ૧
સર્વ મીલકે મંત્ર વિચારા, કોન ઉપાય કરે ભાઈ;
માત જાનકીકી શુધ લેનેકુ, કોન જાવે લંકામાંહી. જય. ૨
ચોસઠ પાનકો બીડો બનાયો, ફેર દીયો સભાકે માંહી;
કોન શૂરવીર બીડો ઉઠાવે, જઈ લાવે શુધી પાઈ. જય. ૩
એક એકે સામને દેખે, હિંમત ના ધારે કોઈ;
દો વાર કા બીડા ફીરાયા. ફીર લોટ આયા સોઈ, જય. ૪
કોન વીર એસા હે સભામેં, માત સીતાકી શુધ લાવે;
જો હોય એસા વીર સભામેં, ઝડપ બીડા ઉઠાવે. જય. ૫
કોઈ ઉઠા નહીં બીડા ફીર આયા, તબ ઉઠે વાયુસુત સુખદાઈ;
ઝડપ બીડા ઉઠા લે કર, ડાર દીયા મુખ કે માંહી. જય. ૬
જઈ પાઉં પકડે રઘુવરકે, દોઉ કર જોડી સ્તુતિ કરે;
આજ્ઞા કરો દયાળુ સ્વામી, આપ કૃપાથી શુધ લાવું ખરે. જય. ૭
વરદ હસ્ત શીરપેં ધારી, શ્રી રઘુનાથજી ઉચ્ચારે;
જાઓ પુત્ર તુંમ નિર્ભય હોકે, કામ કરો સબ ઉજ્યારે. જય. ૮
જય જય જય સબ સભા બોલતી, પુષ્પવૃષ્ટિ હોતી ભાઈ;
મુદ્રિકા પાય કે ચલે મહાવીર, સમરતે શ્રી રઘુરાઈ. જય. ૯
કરી કીલકાર સબ ચલે દક્ષનકુ, સાથે અંગદ યુવરાઈ;
એસે દાસ ધીરજકે સ્વામી, હનુમંતજી સુખદાઈ. જય. ૧૦

## ૨૫—ધીરાનો પદ.

**મારૂતતન** જાણો છો રે, કાર્ય મારે કરવાનું;
આપ છો અંતરજામી રે, નથી કાંઈ આપથી છાનું. **મારૂત તન.**

વ્હાલા તમે આવી વ્હારે ચડજ્યો, કરવા સેવકનાં કાજ;
કેમ વિલંબ કરી રહ્યા સ્વામી, આવી રાખો મારી લાજ;
સર્વ સંકટ ટાળો રે, પછી ભજન મારે કરવાનું. **મારૂત.** ૧
પાન સિંદુર કરું સેવના, નોધારાના આધાર;
ભક્તવત્સલ છો તમે સ્વામી, આવી મુજને ઉગાર.
**સુ**ગ્રીવના સહાયક રે, મન મારૂં તુંથી માન્યું. **મારૂત.** ૨
અમૃત રૂપી નૈવેદ્ય અર્પું, તાંબુલનો મુખવાસ;
સુગંધીત દ્રવ્યથી કરું આરતી, તમે પૂરોને મારી આશ.
જન્મમરણ ભય ટાળો રે, ઝાલ્યું મેં તો તારૂં બાનું. **મારૂત.** ૩
આશાભંગ કરશો નહીં સ્વામી, જાણી તમારો દાસ;
માયાપાસ લાગે નહીં માટે, હૃદયમાં પૂરજો વાસ;
**ધી**રજ **રા**મના વહાલા રે, પછી દુઃખ રહે શાનું. **મારૂત.** ૪

## ૨૬ ગજલ.

**અ**ંજની કે સુત બીરબંકા, અસુરકો મારને વાલે;
અસુરકો મારને વાલે, ભક્ત ઉગારને વાલે—**અંજની.** ૧
ઉદધિ કૂદ જા પરે **લં**કા, પલકમાં કરી દીયા હંકા;
એસે હનુમાન બળવંતા, અસુરકો મારને વાલે—**અંજની** ૨
માત **સી**તાકી શુધ પાઈ, પલકમેં **લં**ક જલાઈ;
પવનસુત ભક્ત સુખદાઈ, અસુરકો મારને વાલે—**અંજની.** ૩
**અક્ષ**આદિ કુમારોકો, મારકે દે દીયા ડંકા;
પલમાં જલાઈ ગઢ **લં**કા, અસુરકો મારને વાલે—**અંજની** ૪
**દ**શાનન દેખ ડર પાયો, બાંધો **ક**પી**શ**કુ ખુલવાયો;

કહે કયું **લંકમેં** આયો, અસુરકો મારને વાલે—અંજની. ૫
સદા હે વજ્રકી દેહા, અસુરકો દે દીયા છેહા;
ભક્તપેં કરતે હોને હા, અધમ ઉદ્ધારને વાલે—**અં**જની. ૬
શસ્ત્ર કરમે ગદા ધારી, મંગળમય મૂર્તિ હિતકારી;
સદા તુમ બાળ બ્રહ્મચારી, સંકટસે તારને વાલે—**અં**જની.૭
સદા સંતનકે સુખદાઈ, કરુણા હમપેં ઉર લાઈ;
દાસ **ધીર**જકે તુંમ સ્વામી, વિઘ્ન વિદારને વાલે—**અં**જની. ૮

૨૭

લગ્ની લાગી છે તમારી રે, **મારૂ**તી સ્વામી લગ્ની લાગી છે તમારી.
સહાય કરો ને હમારી રે, મારૂતી સ્વામી લગ્ની લાગી છે તમારી.
પવનપુત્ર પવિત્ર જ કહાવો, અજર અમર છો સ્વામી;
**રા**મ તણા રખવાળ છો દાતા, વિનવું હું શીષ નામી રે.**મારૂ**તી.૧
ભીડહરન ભક્તોકે ઉગારન, સાચું શરણું તમારૂં;
**ને**હ થકી હું નીરખું નિશદીન, સારો ને કાર્ય હમારૂં રે.**મારૂ**તી.૨
**ક**નક કછોટો વજ્રની દેહા, ગદા ગંભીર કર ધારી;
**અહી મહી** આદિ અસુર ઘણાને, સેના **રા**વણની સંહારીરે.
**મારૂ**તી. ૩
**ક**નકાપુરીમાં પ્રગટ થયા સ્વામી, **ભ**ક્ત તણી સહાય કરજો;
ભીડભંજન મહાવીર **રો**કડીઆ, **ધીર**જનાં સંકટો હરજો રે.
**મારૂ**તી. ૪

૨૮

આવો આવો પધારો હનુમાન મહાવીર. અંતરના પ્રેમે વધાવું.

નથી આપને માટે સુવર્ણ પાટલા;
નથી સુવાને સુખડના ખાટલા,
તોપણ કરું અંતરના ભાવથી સન્માન. આવો આવો. ૧

નથી પકવાન્ન પડાવ્યાં આરોગવા,
નથી તાંબુલ બનાવ્યાં સુખી થવા;
ફક્ત હ્રદયમાં પ્રેમ હદપાર મારા શ્યામ. આવો આવો. ૨

નથી પુણ્યશાળી મમ દેહ આ,
નથી મુક્ત કરી પ્રપંચી માયા;
જેવો તેવો તમારો દાસ છું શ્યામ. આવો આવો. ૩

નથી ગુણ ગાવાની શક્તિ,
નથી અન્યની કરી મેં ભક્તિ;
આવ્યો શરણે તમોને જાણીને ઓ શ્યામ. આવો આવો. ૪

નથી લાયક બન્યો હું જગતમાં,
નથી ગણાયો સાચા ભક્તમાં;
ફક્ત આશરો તમારો મારે છે ઓ શ્યામ. આવો આવો. ૫

## ૨૯—ઠુંમરી.

અંજની સુત સંતન રખવારે, કાપો ક્લેશ તુમ ઈષ્ટ હમારે;
જબ અહી મહી લે ગયો સીતાપતિ, વ્હાં જાકે સ્વામી કે
કાર્ય સુધારે. અંજની. ૧

લાયે રામ લક્ષ્મણ સુખદાતા, સબ કપી મીલ જય જય ઉચ્ચારે.
અંજની. ૨

જહાં જહાં દુઃખ પડયો દેવનપે, તહાં તહાં જાકે આપ ઉદ્ધારે.
અંજની. ૩
એસે દાસ **ધીરજ** કે સ્વામી, સદા ભક્તન કે તુમ રખવારે.
અંજની. ૪

૩૦

જાગો જાગો મહારાજ, રાખી બાના કેરી લાજ;
કરો સેવકનાં કાજ, કયમ વાર કરો આજ–હૃદયે દઢ વિશ્વાસ છે.
સુણી આ દીન પોકાર, સત્વર કરોના વ્હાર;
શીદને લગાડો વાર, પ્યારા તમે પ્રાણાધાર–હૃદયે દઢ વિશ્વાસ છે.
મ્હને એક તારી હામ, **મારૂતી** કરો આ કામ;
કેમ કર્યો છે આરામ, આજ જાયે ત્હારૂં નામ–હૃદયે દઢ વિશ્વાસ છે.
શીષ પર મૂકો હાથ, હવે શીદ છોડો સાથ;
હવે રહ્યો નથી કાથ; સતાવો શીદને નાથ, હૃદયે દઢ વિશ્વાસ છે.
આજ કામ પડયું ભારી, શીદ જાઓ નાથ હારી;
ધારણા **ધીરજે** ધારી, એક હામ મને ત્હારી–હૃદયે દઢ વિશ્વાસ છે.

## ૩૧—સૈયાનો કનરો.

નાથ તમોને વિનવું છું ભાવે, મારા હ્રદયમાં મૂર્તિ તમ આવે. નાથ.
આપ દયાળુ, પૂર્ણ કૃપાળુ, જગમાં પ્રભુ તુલ્ય નાવે. નાથ.
**રામ**ની સેવા કીધી અતિભાવે, પૂર્ણ કૃપાળુ દયાનિધિ કાવે. નાથ.
ગિરિ એક હસ્તમાં લાવ્યા પ્રભુજી, **લક્ષ્મણ** ઉગાર્યા છે ભાવે. નાથ.
**લંકા**ને બાળી **રાવણ** રોળી **વિભીષણ**ને રાજ અપાવે. નાથ.
તેલને સિંદુર માગ્યું પ્રેમે, આપને બીજું ન ભાવે. નાથ.
**ભગન** યાચે, પ્રેમથી જાચે, તમારી કૃપા તેથી પાવે. નાથ.

## ૩૨—હરિગીત.

કરું યાચના અતિપ્રેમથી, આવેલ શરણુ દાસ હું;
પ્રેમથી કરું પ્રાર્થના, સેવકને સંભાળ નાથ તું.
પાપી તારી ભકત ઉગારી, શુભ કૃત્ય કીધાં તમે;
ઓ નાથ આવ્યો તમ ચરણમાં, શરણે રાખશો મને.
ગિરિ હસ્ત લાવ્યા સમુદ્ર કુદ્યો, રાવણુ સંહારીઓ;
રામની કીધી ચાકરી, રાવણુ રિપુને મારીયો.
નહીં રાજ યાચ્યું ભક્તિ યાચી, રામપદને પામીયા;
સંસારબંધનમુકતથી, અભય હરિપદ પામીયા.
બળવાન બેલી સહાય થાઓ, વિનવું નમ્ર યાચના;
મગ્ન થાઓ હૃદય ધાઓ, સ્વીકારી સેવક પ્રાર્થના.

## ૩૩

જીવ તું રામરસ લેને જાગી, ઉઠ આળસ ત્યાગી રે. જીવ. ૧
ધ્રુવે પીધો, પ્રહ્લાદે પીધો (૨), જેથી નરસિંહની ભીડ ભાગી રે. જીવ. ૨
કાળ કપરો શીરપર ભમે છે(૨); ઝડપતાં વાર ન લાગી રે. જીવ. ૩
આરંભેલું તે તો અધૂરૂં રહેશે (૨), ઉપડવાની જ્યાં ઘંટડી વાગી રે. જીવ. ૪
કરી સીફારસ કોઈની નહીં ચાલે (૨), જાવું પડે શીખ માગી રે. જીવ. ૫
ધીરજ સમજી શ્રી હરિ સ્મર લે (૨), તો તો બગડી સુધરે બાજી રે. જીવ. ૬

## ૩૪

ઘટ ઘટ વ્યાપક રામ, તુંજ વીણુ નહીં ખાલી ઠામ;–ઘટઘટ.
બ્રાહ્યચક્ષુથી દર્શન થાએ, શોધો આઠે જામ;
હ્રુદય જેને નીહાળીએ તો, ખાલી નહીં કો ઠામ. ઘટઘટ ૧
મુમતા મારી ક્રોધ નીવારી, સમરો સાચું નામ; (૨)
સમભાવે વર્તો સૌ સાથે, તો પછી ફળશે કામ. ઘટઘટ ૨
ષટ્‌રિપુને મારી હઠાવો, રાખી મનમાં હામ; (૨)
અવિકારી થઈ નીહાળશો તો, જડશે સાચું ધામ. ઘટઘટ ૩
અખંડાનંદ પ્રકટશે ત્યારે, કૃતકૃત્ય થયું કામ; (૨)
પૂરણ બ્રહ્મને પ્રગટ જોતાં, મૂકાઈ જાશે મામ. ઘટઘટ ૪

## ૩૫

નાથ તેરી શરણ હું, ચાહે મારો કે ઉગારો. ટેક.
સંસારસાગર ભારી, માયા મોહજાળ કારી;
પશેવાન હો રહ્યા હું; ચાહે મારો કે ઉગારો. ૧
તેરી મહોબત પાયા, દીલ દાઘ તો લગાયા;
બીમારી ઉઠા રહ્યા હું, ચાહે મારો કે ઉગારો. ૨
માશુક બનકે પ્યારા, રહેતા હે ન્યારા ન્યારા;
જીગરસે જલ રહ્યા હું, ચાહે મારો કે ઉગારો. ૩
ધીરજ ધારણા ધારી, જાઉં તોંપે વારી વારી;
દીલસે ચહા રહ્યા હું, ચાહે મારો કે ઉગારો. ૪

## ૩૬—વણઝારો.

જ હનુમાન હિતકારી, સુની લેજયો વિનંતી હમારી. ૧

આપ છો સદા સુખદાતા, દાતાર સદા જગત્રાતા. ૨
દીન દાસની વ્હારે ચડજો, સંકષ્ટ સકલ દૂર કરજ્યો. ૩
લાજ રાખો દીનબંધુ દયાળા; કૃપા કરો જગત પ્રતિપાળા. ૪
શરણાંગતવત્સલ સ્વામી, વ્હારે ચડો કરુણાગામી. ૫
જેવો તેવો હું દાસ તમારો, સંકષ્ટથી સ્વામી ઉગારો. ૬
લાજ રાખો દયાળુ દીનદાતા, આપો દીન દાસને સુખશાતા. ૭
એક આશરો સ્વામી તમારો, અપરાધ ક્ષમા કરો મ્હારો. ૮
શરણ આવ્યો છું નાથ તુમારા, બૂડતો ઉગારો ભવ પારા. ૯
લાજ રાખો દીનાનાથ ગોસાંઈ, કૃપાનાથ કૃપા ઉર લાઈ. ૧૦
રંક દાસ સદા છું તમારો, હવે ઉગરવાનો નથી આરો. ૧૧
સહાય અનેક ભક્તોને આપી, સંકષ્ટ સકળ નાંખ્યાં કાપી. ૧૨
જો પ્રભુ કામ થાશે નહીં મારૂં, તો પ્રભુ બીરદ જાશે તમારૂં. ૧૩
વ્હેલા વ્હેલા નાથ પધારો, દીનદાસને જલદી ઉગારો. ૧૪
વંદન કરું છું વારંવારા, ચરણકમલ ગ્રહી નાથ તમારા. ૧૫
અપરાધ જોશો નહીં સ્વામી, દાસ ધીરજ વિનવે શીષ નામી. ૧૬

## ૩૭ પીલુ દીપચંદી.

મારૂત તન હે બાળ બ્રહ્મચારી,
સદા સંતનકે હિતકારી. મારૂત તન હે. ટેક.
જબ શક્તિ લગી ભ્રાત લક્ષ્મણકો,
સીતાપતિ ઉદાસ હો ગયે ભારી. મારૂત તન હે. ૧
જો કોઈ જાયે લેને દ્રોણકુ,
લાવી ઉગારે લક્ષ્મણ બ્રહ્મચારી. મારૂત તન હે. ૨

જય મહાપ્રભુ દ્રોણ ઉપારી,
લક્ષ્મણકો તુમે પ્રાણ ઉગારી; મારૂત તન હે. ૩
જય જય કરત આનંદસે સબ કપી,
રામચંદ્ર હરખીત ભયે ભારી; મારૂત તન હે. ૪
એસેં દાસ ધીરજકે સ્વામી,
પીડ હરો દીનાનાથ હમારી; મારૂત તન હે. ૫

૩૮

મારૂતી તારા નામની લેહ લાગી,
તુને ભજવાથી ભીડ મારી ભાગીરે; મારૂતી તારા. ટેક.
સીતા હરી લઈ ગયો દશાનન, મંદોદરી મન જાગી;
એ શરણાંગત સ્વામી સાચા, લોને અભય વર માગી રે. મા. ૧
બળવંતા છો બજરંગજીને, નળ નીલ સુગ્રીવ સાથી;
જાંબુવાનને અંગદ જેવા, ભ્રાત લક્ષ્મણ બડે ત્યાગી રે. મા. ૨
કાર્ય કર્યાં બહુ દેવન કેરાં, રામ સખા છો સ્વામી;
રાવણને એક પળમાં રોળ્યો, વિભીષણની ભીડ ભાગી રે. મા. ૩
અનેક અસુરનો વધ કર્યો પણ, લક્ષ્મણને સાંગ વાગી;
દ્રોણગિરિ એક પળમાં ઉપાડી લાવ્યા, એસે હનુમંત બડ ભાગી રે. મા. ૪
દીનના દયાળુ છો અંતરજામી, ચરણે નમું શીષ નામી;
સાત્વિક ભક્તિ આપો હે દાતા, ધીરજના સ્વામી સોહાગીરે. મા.૫

૩૯ ખ્યાલ ટપ્પો.

સોહે લાલ કલંગી કે, રણમાં ધુમે બજરંગી. ટેક.

શીષ મુકુટ કર ગદા શોભે, બને મહાજંગી. સોહે. ૧
કનક કછોટો વજા લંગોટો, શોભે મહારંગી. સોહે. ૨
કર કીલકાર કૂદ પડે સેનામાં, ફીરે રણુરંગી. સોહે. ૩
માર દુષ્ટોકા સાથ પલકમાં, કર દીયા ભંગી. સોહે. ૪
ભીડભંજન છો દેવ દયાળુ, મીટા દેદો તંગી. સોહે. ૫
દાસ ધીરજ વિનવે કર જોડી, સદા રહો સંગી. સોહે. ૬

## ૪૦ આંખ વિના અંધારૂં રે, (એ રાહ.)

ભક્તિ વિના ભવ ભૂલ્યો રે, સદાય હું તો ભક્તિ વિના ભવ ભૂલ્યો.
નાહક ફેરો જગમાં કીધો, હરિ નામનો લ્હાવો ન લીધો;
કરી પાપ પસ્તાયો રે, સદાય હું તો૦ ૧
આ જગતમાં મિથ્યા માલ્યો, ભક્તિ તણો મારગ ન ઝાલ્યો;
રવડીરખડી આખર હું તો ચાલ્યો રે, સદાય હું તો૦ ૨
સહાય કરે હનુમાનજી પ્યારો, ફરી ન પામું આ ભવ આ ખારો;
ઉગરવાનો છે એ મારો આરો રે, સદાય હું તો૦ ૩
બજરંગી છે બેલી મારો, હાથ ઝાલીને પાર ઉતારો;
મગન છે દાસ સદાય તમારો રે, સદાય હું તો૦ ૪

## આરતી.

જય જય જય હનુમાન, વિનતિ ઉર ધારો, પ્રભુ વિનતિ ઉર ધારો;
ભવકુપમાંથી ડુબતો (૨) સેવકને તારો. જયજય. ૧
શીષ મુકુટ સુશોભીત, ગળે અર્કમાળા, પ્રભુ ગળે અર્કમાળા;
કનક કછોટો સોહીએ (૨) વાહન પગપાળા. જયજય. ૨

હસ્ત મધ્યે ગંભીર, ઘોર ગદા રાજે, પ્રભુ ઘોર ગદા રાજે;
મૂન્જ જનેઉ છાજે (૨) મનહર છબી આજે. જયજય. ૩
ધરૂં ધ્યાન એક તાર, હૃદય વસો સ્વામી, પ્રભુ હૃદય વસો સ્વામી;
સીતા શોકનિવારણ (૨) વંદુ શીષ નામી. જયજય. ૪
પૂરણ પીંડના પુત્ર, રૂદ્ર અંશધારી પ્રભુ રૂદ્ર અંશધારી;
અશોક બાગ ઉજાડી (૨) લંકાને બાળી. જયજય. ૫
વજ્રદેહી રણશૂર, નિર્ભય પદદાતા, પ્રભુ નિર્ભય પદદાતા;
સુરનર મુનિવર સરવે, ગુણ તારા ગાતા. જયજય. ૬
વરદાયક વિખ્યાત, જગમાં જશ વ્યાપ્યો, પ્રભુ જગમાં જશ વ્યાપ્યો;
સુરની સહાય કરીને (૨) દુષ્ટને દંડ આપ્યો. જયજય. ૭
રામચંદ્રના પ્રાણ પ્રિય છો, અનન્ય દાસ કહાવો, પ્રભુ
અનન્ય દાસ કહાવો;
સંકટ વેળા સમરે(૨) વહારે ઝટ આવો. જયજય. ૮
ચડે તેલ સિંદુર, અંગે રંગ રાતા, પ્રભુ અંગે રંગ રાતા;
આઠે જામ હૃદયમાં(૨) રામ ગુણ ગાતા. જયજય. ૯
કરુણાસિંધુ કૃપાળ, મમ કૃતિ નવ જોશો, પ્રભુ મમ કૃતિ નવ જોશો;
દાસ સ્વયમ્ જાણીને (૨) હરો મમ દોષો. જયજય. ૧૦
દ્વિકર જોડી વિનવું, અપરાધ ક્ષમા મારો, પ્રભુ અપરાધ
ક્ષમા મારો;
દાસ ધીરજના સ્વામી (૨) અરજી સ્વીકારો. જયજય. ૧૧

**દોહા.**

પવન તનય સંકટ હરન મંગળ મૂર્તિરૂપ.
રામ લક્ષ્મણ સીતા સહિત હૃદય વસો હરિભૂપ.

# પાંડવ જુગટું.

ગરુડ ચઢી આવજો રે ગિરધારી, લજ્જા મારી રાખજો રે મોરારી.
માતા સરસ્વતી ગણપતિ ગાય, ગુરુજીના ચરણોમાં રહીએ;
પદ પૂજીને પાવન થઈએ. ગરુડ ચઢી. ૧
માતા કુન્તાજી છે શુભ મતિ, સતી સાધ્વી ને દ્રૌપદી;
મારી વહારે ચઢો જુગપતિ. ગરુડ ચઢી. ૨
હસ્તિનાપુરમાં તે બોલ્યો ઢાળી, આરંભ પાસા જુધ રે માંડયા;
પહેલે પાસે હસ્તિનાપુર હાર્યા. ગરુડ ચઢી. ૩
બીજે હાર્યા તે ગર્થ ભંડાર, રાજા ધર્મ કરે રે વિચાર;
બહુ હાર્યા તે વારંમવાર. ગરુડ ચઢી. ૪
ત્રીજે હાર્યા તે ચતુર વિચાર,
ચોથે હાર્યા છે દ્રૌપદી નારી. ગરુડ ચઢી. ૫
એક દૈત્ય દોડંતો રે ગયો, જઈને પાંડવના દ્વારે ઉભો રહ્યો;
કેશ સાહીને સભામાં લાવ્યો. ગરુડ ચઢી. ૬
સતી ભરી રે સભામાં આવ્યાં, છુટા કેશને મનમાં લજાવ્યાં;
એમને બહુ રે દુરીજને તાવ્યાં. ગરુડ ચઢી. ૭
એટલે બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવ કેરી નારી;
એમ બોલ્યો સભામાં ખોંખારી. ગરુડ ચઢી. ૮
સતી ત્રાસ ત્રાસ પોકારે, મુખે કૃષ્ણ કૃષ્ણ પોકારે;
મારી વ્હારે ચઢો જુગદીશ. ગરુડ ચઢી. ૯
સતીએ દીધો એને રે શાપ, ખોળે બેસશે શોક સંતાપ.
ખોળે બેસશે ગદા ભીમ કેરી, તને કાળે લીધો છે રે ઘેરી.

તેં તો જાદવ કુળ કીધું વેરી. ગરુડ ચઢી. ૧૦
વહાલે નવસેં નવ્વાણું ચીર પૂર્યાં, તેમાં એકે નથી રે અધૂરાં;
ગડીબંધ ને ચીર પટોળાં.. ગરુડ ચઢી. ૧૧
દૂર પંથને દ્વારકાં ધામ, ત્યાં તો પહોઢયા છે સુંદીર શ્યામ;
ઝબકી જાગ્યા અનાથના નાથ. ગરુડ ચઢી. ૧૨
કૃષ્ણ ભરી રે સભામાં આવ્યા, પાંચે પાંડવને મન ભાવ્યા;
પાંચાળીનાં પટકુળ લાવ્યા. ગરુડ ચઢી. ૧૩
સતી દ્રૌપદી ધ્રૂસકે રૂવે,
મારો વ્હાલોજી આંસુડાં લુહે. ગરુડ ચઢી. ૧૪
બેની તમારે પડયું'તું કામ જ્યારે, ત્યારે ગરુડ ગયો'તો ચારે;
બેની તમારે પડયું'તું કામ, ત્યારે ગરુડ ગયો'તો રે ગામ;
અમથી આવી ન શકાયું તમ વ્હારે. ગરુડ ચઢી. ૧૫
જે કોઈ પાંડવ જુગટું રે ગાશે, જે કોઈ દ્રૌપદી જુગટું રે ગાશે;
તેનું વિમાન વૈકુણ્ઠ જાશે. ગરુડ ચઢી. ૧૬



# એકાદશી વરત સંબંધી.

આજ મારે એકાદશી અપવાસ, મોહન પૂરજો મનની આશ;
લાગું લળી લળીને પાય, કહોને વરત તણો મહીમાય.
વળતા બોલ્યા વૈષ્ણવોદ્ધાર, સાંભળોને તમે વ્રિજની નાર;
અડધો દશમ કેરો દીન દાટો, સાંજે શ્રદ્ધાનું મહાત્મ્ય;
સજજા કરવી ભોંય, મુખડે તુંહિ તુંહિ કરવું;
વહાણું એકાદશીનું વાય, પ્રથમ દંતધાવન કરી નહાય.
કાંસામાં તો તજવાં અન્ન, કરવો ફળાહાર પ્રાશન.
મુખડે ગોવિંદ ગોવિંદ ગાય, સાંજે જાગરણ કરવા જાય.
જાગરણ કરવું વ્હાણોવ્હાણ, ટળશે લખચોરાશી ખાણ.
બારસ સુધી આપવાં દાન, આવશે વૈકુણ્ઠનાં વિમાન.
ચોરી પરહરજો પ્રતાપ, હરિગુણ ગાય દિવસને રાત.
રાજા રૂકમાંગદ મહારાજ, તે થકી ટળશે ભવની દાઝ.
તેરસ પીજો રે, બીજું જાવા દેજો રે,
તેરસ શુકદેવે પામ્યા, પાંચે પાંડવ વિમાન સંચર્યા;
કાળી ચૌદશે કાંન ચાલો, જળજમુનાં સ્નાન,
મુખડું પુનમ કેરો ચંદ, મુરલી વાતા અતિ આનંદ.
ભરાવ્યા મુક્તાફળના થાળ, ચાલ્યાં ગોપીને ગોવાળ.
તિલક કરીને વધાવ્યા નાથ, આનંદ ઓચ્છવ ત્યાં તો થાય.
નંદબારણે ઓચ્છવ રંગ, વાગે જંત્ર તાળ મૃદંગ.

# જાહેર ખબર.

૧. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ... ... ... ... ૦-૦-૬
૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ ૦-૬-૦; પા. પુ. ૦-૮-૦
૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ ત્રી. આ. ... ૦-૪-૦
૪. મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો ૦-૨-૦; કપડાનો ૦-૩-૬
૫. ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (ત્રી. આ) ... ૦-૩-૦
૬. બાળગીત સંગ્રહ (પુષ્કળ વધારા સુધારાવાળી બી. આ) ૦-૧૦-૦

ઉપરનાં પુસ્તકો મહીકાંઠા અને ઈડર સ્ટેટમાં ઇનામ લાયબ્રેરી સારૂ; નં. ૩ ૫ માં ડિરેકટર સા બહાદુરે તથા કાઠિઆવાડ એજન્સિમાં લાયબ્રેરી માટે; અને નં. ૬ કાઠિઆવાડ એજન્સિ, રાજકોટ, રાધનપુર, ગોંડળ અને જામનગર સ્ટેટોમાં ઇનામ માટે મંજુર થયાં છે.

૭. પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ. ... ૦-૪-૬
૮. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (બી૦ આ) ૦-૩-૬
૯. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ... ... ૦-૧-૬

નં. ૭, ૮, ૯. કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિ, પાલણપુર અને રાધનપુર સ્ટેટોમાં ઇનામ-લાયબ્રેરી માટે અને ઇલાકામાં લાયબ્રેરી માટે મંજુર.

૧૦. બાળ આંકપોથી:—બાળવર્ગ માટે સપ્રાયોગિક સચિત્ર સંખ્યા અને આંકના પાડા, સ્વાશ્રયથી બનાવે, શીખે, આનંદ અને ગમ્મત પડે, તેવી ઉત્તમ રચના.કાઠિઆવાડ એજન્સિમાંટેકસ્ટ,ઇનામ અને લાયબ્રેરી;પાલણપુર. રાજકોટ, અને જામનગર સ્ટેટોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર ૦-૨-૦

૧૧ સંવાદસંગ્રહ ભાગ ૧લો—શાળોપયોગી, રમુજી અને નીતિબોધક ૫૫ સંવાદો. કાઠિયાવાડ એજન્સિમાં ઇનામ લાઇબ્રેરી માટે મંજુર. પૃષ્ઠ ૩૫૦ પા. પું. રૂ. ૨-૦-૦.

૧૨ સંવાદ સંગ્રહ—ભાગ ૨ જો, ૪૫ સંવાદો.........રૂ. ૧-૪-૦

૧૩ સંવાદ સંગ્રહ—ભાગ ૩ જો, મોટું પુસ્તક તૈયાર થાય છે. થોડા વખતમાં છપાઈ બહાર પડશે. અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવો.

૧૪ ભૂગોળનો પદ્યપાઠ—( ધો. ૩ થી ૭ )... ... ... ૦-૩-૦
૧૫ ઇતિહાસનો પદ્યપાઠ—( છપાય છે ) ... ... ... ૦-૩-૦.
૧૬ પરાક્રમી પૌરવ ( ત્રિઅંકી નાટક ) ... ... ...રૂ. ૧-૪-૦

મળવાનું ઠેકાણું:-ડભોડા; સાદરા. માણેકલાલ ભાઈચંદ પૂજાદાસ શાહ
શાહપુર બહેચરદાસની-પોળ-અમદાવાદ, બુકસેલર.